



# શ્રી જૈન કોહિનુર સંગ્રહ

પ્રસારક.

શ્રી સંભવજીન મંડળી

અમદાવાદ.

શ્રી જૈનધર્મો જયતિ.

# શ્રી જૈન કોહિનુર સંગ્રહ

પ્રસિદ્ધ કર્ત્તા.

## શ્રી સંભવજીન મંડળી.

આવૃત્તી ૧ લી પ્રત ૩૦૦૦

અમદાવાદ

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં

" એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં "

નથુભાઈ રતનચંદ મારફતીઆએ છાપ્યું.

વિક્રમાર્ક ૧૯૫૪ સને ૧૮૯૮

કીંમત ૦-૨-૦

# અર્પણ પત્રીકા,

## શેઠજી સાહેબ શેઠ જેશંગભાઇ હઠીશંગ.

### મુ. અમદાવાદ.

આપ જૈનધર્મમાં અતિ શ્રદ્ધાવંત છો, અને જ્ઞાનની વૃદ્ધિ અંતઃકરણથી ઇચ્છી જૈન ગ્રંથકારોના ગુણની ગણના કરી યોગ્ય આશ્રય આપવાને માટે અહોનિશ અગ્રેસર રહો છો, શાસનની ઊન્નતી કરવાને તન મન અને ધન વડે મદદ કરવાને પછાત પડતા નથી, તેમજ આ મંડળીના પ્રથમ પ્રયાશમાં આપે યોગ્ય મદદ આપવાથી, અને આપનું ગાંભીર્ય, ઔદાર્ય અને દ્રઢ ધર્માનુરાગ હોવાથી આ મંડળી પોતાનો પ્રથમ પ્રયાસ આપનેજ અર્પણ કરે છે તે સ્વીકાર કરશોજી.

| | |
|---|---|
| **અમદાવાદ** | લી૦ |
| લૂણસાવાડે મોટીપોળ | **શ્રી સંભવજીન મંડળી.** |

# ઉપોદ્ઘાત.

ધર્માભિલાષી અને સુજ્ઞ બંધુઓ! આ સાધારણ ઉપદેશ પણ નહી તેમ પદ્ય રચના પણ નહીં પરંતુ દેરાશરની વિધીની ચમત્કારી ગુંથણીથી ગ્રંથેલું ઉપદેશ કરવામાં નિપૂણતા ધરાવનારૂં અને આધુનીક સમયમાં લોકપ્રીય રાગોમાં ગવાતા, તથા મહાન પૂર્વાચાર્ય તથા શ્રેષ્ટ મુનિરાજ, ગદ્ય અને પદ્યબંધ ચરિત્રો રચીને જીન ગુણની સ્તવના કરી ગયા છે. કે જે ગદ્ય પદ્ય ભણતાં. સાંભળતાં વીર્યોલ્લાસ પ્રગટ થાય છે. તો અમે સમુદ્રમાંથી એક ઝીણામાં ઝીણી ચંચુ ભરીને પૂર્વાચાર્યોના સ્તવનોનો ક્રય ચિરકાળ રહેવા નિમિત્તે પુર્વાચાર્યોના સ્તવનો વિગેરેથી અતિ રમણીય અને મનોહર લઘુ પુસ્તક શ્રી જીનેશ્વર ભગવાનના ગુણોથી ભરેલુ છે. ન આ અમારા પ્રથમ પ્રયાસનું પરીણામ આપ વાંચકવૃંદ સન્મુખ અર્પણ કરવામાં આવ્યું છે. તેમાં કાંઇ પણ ખામી જણાય તો તેના માટે સાક્ષર વર્ગ ક્ષમા કરશો એવી આકાંક્ષા રાખવામાં આવે છે.

આ પુસ્તક બહાર પાડવાનો હેતુ જગજાહેર છે. તે હેતુમાં ફળીભુત થઇએ કે ન થઇએ. તેનો આધાર કાવ્ય કૌસ્તુભના પરીક્ષક આપ વાંચકવૃંદ ઝવેરીના હાથમાં રહેલો છે આ કોહીનુર સંગ્રહ નામનું પુસ્તક **पांच अभिगम, दश त्रिक, जिनेश्वर भगवाननी पूजानी तथा घरदेहेरासरनी विधीना श्लोक, स्तवनो** વીગેરેથી ભરેલું છે. તેનું કારણ એ જે વર્તમાન કાળમાં આપણા સ્વધર્મી લોકો દેહેરાસરમાં શી રીતે વર્તવું તથા પૂજા શી રીતે કરવી તેથી કેટલાક અજાણ જોવામાં આવે છે તથા કેટલાક હાલના ઉછરતા સ્વછંદી યુવાનોની નાટકના રાગના પરધર્માદિક પુસ્તકો અવલોકન કરી સ્વધર્મના ઊપર આસ્થા રહેતી નથી તેથી થતી હાનીઓ દૂર કરવાના તથા સ્વધર્મના જ્ઞાનનો જન સમુહમાં બોહોળો પ્રસાર કરવાના હેતુથી બાહાર પાડવામાં આવ્યું છે.

આ લઘુ પુસ્તક પન્યાસજી માહારાજજી શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી દયાવિમળજીના ચાલાક શિષ્ય પન્યાસજી શ્રી સૌભાગ્યવિમળજીની દૃષ્ટીગોચર કરા-

વ્યું છે અને તેમણે તેના વિષે ઉત્તમ પ્રકારનો અભીપ્રાય ધરાવી લીધેલ્લી તસ્દી દર ગુજર કરીછે. તે માટે તેમનો આભાર માનીએ છીએ.

ચંદ્ર અને સુર્ય હજારો ગાઊને છેટે છતાં માત્ર તેમની હયાતીથી ભરતીઓટ થાય છે. તેમજ આ મહાન પુરૂષની દ્દષ્ટીની વૃષ્ટી થવાથીજ આ પુસ્તક ભુલ રહીત થાય છે.

ભુલ ચુકનો મીછ્છામી દુક્કડં.

લી.

અમદાવાદ
લુહારશાવાડે મોટીપોળ.

શ્રીસંભવજિન મંડલી-
ના જયજિનેંદ્રવાંચશો

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૬ | અકાય | અકાર્ય |
| ૫ | ૧૨ | | " તથા રાજાદિકને ખડગ્ છત્ર, ચામર, ચાખડી તથા મુગટ એ પાંચ રાજ્ય ચિન્હ બાહાર મુકીને જીન ભુવનમાં પ્રવેશ કરવો " એ વિશેષ સમજવું. |
| ૯ | ૧૪ | પજા | પૂજા |
| ૧૧ | ૧ | | આલોયણ ગુરૂ માહારાજ પાસેથી લેવી. |
| ૧૧ | ૧૩ | વસ્ત્ર | અંગલોહણાં |
| ૧૧ | ૧૬ | સડેલા | સડેલાં તથા ચડેલાં |
| ૧૩ | ૮ | ચિત ચેત્ય | ચિત્ત ચેત્યવંદન |
| ૧૯ | ૧ | દોડ | દોઢ |
| ૨૩ | ૯ | શ્રેત | શ્વેત |
| ૩૮ | ૨ | થવર | થાવર |
| ૪૨ | ૧૩ | આરજ | અજર |
| ૪૪ | ૧૩ | અતીચણો | અતી |

१०५८

श्री पार्श्वनाथाय नमः

# देहेरासरनी वीधी.

श्लोक.

धर्मतःसकलमंगलावलिः
धर्मतसकलसौख्यसंपदः
धर्मतःस्फुरातीनिर्मलंयशः
धर्मतःहोवीधियताम् ॥

અર્થ–ધર્મથી સકળ મંગળની પંક્તીને પમાય છે. વળી ધર્મથી સકળ સુખ સંપદા પ્રાપ્ત થાય છે. તથા ધર્મથી નિર્મળ યશ પ્રસરે છે. માટે એવો આશ્ચર્યકારી ધર્મ હે! ભવ્ય પ્રાણી જલ્દી આદરો.

नधम्मकज्जा; परमत्थीकज्जं,

न माणीहिंसाः परम अकज्जं;

न प्रेमरागो; परमस्थीरांगो,
न रोहीं लाभो; परमस्थी लाभो.

અર્થ-જગતમાં ધર્મ કાર્ય વિના અન્ય એક પણ ઉત્કૃષ્ટ કાર્ય નથી. કોઇપણ જીવને દુઃખ ઉપજાવ્યા સમાન બીજું અકાર્ય નથી. પ્રેમરાગ સમાન બંધનથી બાધી જે સમકિત તે જે પદાર્થમાં જેવો ગુણ તેને તેવો ઉપયોગમાં સેવો તે સમાન લાભ નથી.

તે માટે દોષ વગરના શુદ્ધ દેવ, સત્ય પાળક. શુદ્ધ ગુરૂ. જિનપ્રવાણી શુદ્ધ, સત્ય, ધર્મ સર્વજ્ઞના વચન અનુસારે ગ્રહણ કરવા ખંત રાખવી.

દુર્ગતિના દુઃખથી બીહીને ધર્મ કરવા યોગ્ય અવસરને વિષે પોતાના હિતોપયોગને પરલોકનો સહાયભુત એવો જે જ્ઞાનાદિક ગુણ તેને ચિત્તમાં ખંતથી ધરવા, કુડરૂપી જાળથી વિરક્ત થઇ માત્ર આત્મા કલ્યાણાર્થેજ મથતા રહેવું. વર્તમાનકાળ-

ના સ્વમન સુખની આકાંક્ષા ન રાખતાં ભવિષ્યના અક્ષય સુખને વાસ્તે હમેશાં પ્રયત્ન કરતા રહેવું. આથી ઉલટું વર્ત્તનાર મનુષ્યના પ્રાણને આલોક તથા પરલોકમાં ઘણીજ વિપત્તી વેહવી પડે છે.

આ સંસાર અસાધ્ય છે. સર્વે કોઇ સ્વાર્થનાં સગાં છે. માતા, પિતા, ભાઇ, બેન, સગા સબંધી સર્વે પંખીના મેળા બરાબર છે. દુનિયાં એ એક જાતની નાટકશાળા છે. સૌ પોતપોતાનો વેષ ભજવી અદ્રશ્ય થાય છે તો એવા ખોટા ખલકમાં ખાલી પડી રહેવું ન જોઇએ. જોત જોતામાં કાળ ઝડપાને લેઇ જશે, ત્યારે શા હાલ થશે? પાપ કર્મથી પુરો પસ્તાવો થશે, અને અનંતા ભવ રખડી, અનંતા અવતાર કરી, અનંતીવાર નારકીનાં દુઃખો સહન કરવાં પડશે. ત્યારે એવા ખારા સંસારમાં ખાલી પડી રેહેવું ન જોઇએ, પણ આ અમુલ્ય અવતારનું સારૂં સાર્થક સા-

ધવું જોઇએ. મનુષ્ય અવતાર મહા મોંઘો છે, ફરી ફરીને મનુષ્ય અવતાર મળતો નથી, દેવતાઓ પણ મનુષ્ય અવતારની ઇચ્છા કરે છે, તો એવો અમુલ્ય અવતાર એળે ગુમાવવો એ અક્કલ શુન્ય આશામીનું કામ છે. માટે સમકિત મેળવી, શ્રદ્ધા પુર્વક જૈનધર્માવલંબી બની અરિહંતને ઓળખવા ઉલટ રાખી આ ભવ અને પરભવનું ભલું ઇચ્છવું.

## પાંચ અભિગમ.

દેહેરે જતાં પાંચ પ્રકારના અભિગમ સાચવવા તે નીચે પ્રમાણે:—

૧ દેહેરાસરમાં પ્રવેશ કરતાં જે પોતાના આશ્રિત કુસુમાદિક, ફળાદિક, રૂપસચિત વસ્તુ, સચિત દ્રવ્યનું વર્જવું ( એટલે ) બહાર મુકીને જવું.

૨ જે દ્રવ્ય નાણાંદિક તથા આભુષણાદિક તથા વસ્ત્રાદિક અચિત વસ્તુ જે

પોતાની પાસે હોય તે ન મુકવું.

૩ મનનું એકાગ્રહપણું રાખવું.

૪ એક શાડી ઉતરાશણ કરવું એટલે અખંડિત બેઉ છેડાએ સહિત પોતાની શકિતને અનુશાર ઉત્તમ વસ્ત્રનું ઉતરાશણ કરવું.

૫ શ્રી જીનેશ્વર ભગવાનને દુર થકી નજરે દેખીને બે હાથ જોડી મસ્તકે લગાડીને અંજલીબંધ પ્રણામ કરવો.

ઉપર લખેલા પાંચ અભિગમ દેવ તથા ગુરૂ પાસે જતાં સાચવવા.

## दशत्रिक.

૧ ત્રણ નિસિહીનું ત્રિક.
૨ ત્રણ પ્રદક્ષિણાનું ત્રિક.
૩ ત્રણ પ્રણામનું ત્રિક.
૪ ત્રણ પ્રકારની પુજાનું ત્રિક.
૫ ત્રણ અવસ્થાનું ભાવવું એટલે પિંડસ્થાવસ્થાદિકનું ત્રિક.

૬ ચારે દિશામાંથી જે દિશાએ પ્રભુ બે-
ઠેલા હોય તે દિશાએ જોવું ને બીજી
ત્રણ દિશાએ જોવાનું વિરમણ કરવું
તેનું ત્રિક.

૭ ત્રણવાર પગ મુકવાની ભૂમીનું પ્રમા-
ર્જન કરવાનું ત્રિક.

૮ વર્ણાદિકનું ત્રિક.

૯ ત્રણ મુદ્રાનુ ત્રિક.

૧૦ પ્રણિધાનનું ત્રિક.

ત્રિક એટલે શું ?

જે ત્રણ બોલનો સમુદાય હોય તેને ત્રિક કહિયે.

નિસિહી એટલે શું ?

સાવદ્ય વ્યાપારનો એટલે પાપ સંહિત વ્યાપારનો મન વચન અને કાયાએ કરીને નિષેધ કરવો.

ત્રિકઃ ૧ ત્રણ નિસિહી કયે કયે સ્થાનકે કહેવી.

૧ પ્રથમ નિસિહી તે પોતાનાથી દુકાન પરિવારાદિક સંસાર વેહેવારનો પરિગ્રહ દુર કરવાને માટે દેહેરાસરના મુગ બારણે પેસતાં એક નિસિહી કહેવી.

૨ બીજી નિસિહી દેહેરાસર સંબંધી કામકાજ દુર કરવાને માટે દેહેરાસરના ગભારામાં પ્રવેશ કરતાં કેહેવી.

૩ ત્રીજી નિસિહી ચૈત્યવંદન કરતી વખતે દ્રવ્ય પૂજાનો આરંભ દુર કરીને ત્રીજી નિસિહી કહેવી.

એ રીતે ઉપર પ્રમાણે ત્રણ સ્થાનકે એકેક નિસિહી કહેવી અથવા તો તે દરેક સ્થાને ત્રણ ત્રણ નિસિહી કહેવી. પરંતુ ઘર સબંધી, દેહેરાસર સબંધિ, અને પૂજા સબંધિ વ્યાપારનો નિષેધ કરીએ છીએ એમ સમજી દેહેરાસરમાં પેસતાંજ સંગાથે ત્રણ નિસિહી કહી દેવી નહી. પણ ઉપર બતાવ્યા પ્રમાણે કેહેવી.

ત્રિકઃ ૨ ત્રણ પ્રદક્ષિણાનું.

ચૈત્યના દક્ષિણ ભાગથી ત્રણ પ્રદક્ષિણા દેવી. એટલે સંસાર ભ્રમણ ટાળવા રૂપ ભાવનાએ કરીને અને ભાવથી જ્ઞાન-દર્શન અને ચારિત્ર પાળવા રૂપ ત્રણ ફેરા ફરવા તે.

તે ભાવના લખીએ છીએ.

હે સ્વામી ! હું સંસારમાં આ રીતે અનાદિ કાળથી ભ્રમણ કરૂં છું માટે આ પ્રદક્ષણાએ કરીને મારૂં ભ્રમણ ટળી જાય ને ફરીને મારે પરીભ્રમણ કરવું પડે નહી એ પ્રમાણે વિચારતા પ્રભુની જમણી બાજુથી અનુક્રમે દ્રવ્યથી ત્રણ ફેરા ફરવા,

ત્રિકઃ ૩ પ્રણામનું.

ત્રણ પ્રણામ કીયા કીયા?

૧ અંજળીબંધ પ્રણામ. ૨ અર્ધાવનત પ્રણામ. ૩ પંચાંગ પ્રણામ.

૧ અંજલીબંધ પ્રણામ એટલે શું?

જૈન પ્રતિમાને દેખીને બે હાથને કપાળે લગાડી પ્રણામ કરવો તે.

૨ અર્ધાવનત પ્રણામ એટલે શું?

કટી દેશથી એટલે કેડના ભાગથી ઉ-
પરનું અર્ધ શરિર નમાડિ પ્રણામ કરવો તે.

૩ પંચાંગ પ્રણામ એટલે શું?

બે ઢીંચણ, બે હાથ, ને પાંચમુ મસ્તક
એ પાંચ અંગ નમાડીને નમસ્કાર કરવો તે

ઉપરના પ્રણામ દ્રવ્ય ભાવથી કરવા.

૧ દ્રવ્ય એટલે શું?

ચોખા, બદામ, ફળ, દ્રવ્ય વીગેરેથી
કરવું તે.

૨ ભાવ એટલે શું?

મનવચન અને કાયાએ કરીને કષાય
રહિત થવું તે.

ત્રિક ૪; ત્રણ પ્રકારની પજા કઇ કઇ?

૧ અંગપૂજા, ૨ અગ્રપૂજા, ૩ ભાવપૂજા.

૧ અંગ પૂજા એટલે શું!

૧ પ્રથમ વિતરાગની પૂજાના અવસરે
મન વચન અને કાયાની શુદ્ધિએ

કરીને શુદ્ધ વસ્ત્ર પેહેરી કેશર, ચં- દન, પુષ્પાદિક ઉચિત દ્રવ્યે કરીને પૂજા કરવી તે.

મનશુદ્ધિ એટલે શું ?

પાપ રહિત પરિણામનું ત્યાગ કરવું તે.

વચન શુદ્ધિ એટલે શું ?

મોહોહેથી મૃષાવાદ તથા જુઠું બોલવું નહી અથવા વચન પાળવું તે.

અંગશુદ્ધિ એટલે શું ?

જીવ રહિત એવી પોલાણ, કચરાદિક રહિત, નીલફુગ વગરની કીડીના દર વગરની ને પાણી તરત સુકાઇ જાય તેવી ભૂમીને વિષે ખપજોગ પાણીએ કરીને અંગ શુદ્ધ થાય તેવી રીતે સ્નાન કરવું.

વસ્ત્ર શુદ્ધિ એટલે શું ?

ઉજવળ અને અખંડિત એટલે વગર ફાટેલા સંસાર કામમાં નહિ વાપરેલા ધો-

પેલા વસ્ત્ર પેહેરવા તેમ ન કરેતો નીચીનુ આલોયણ આવે.

સ્નાન કરવાનું ધોતિયું તથા દીસ લોવાનો રૂમાલ મળમુત્ર વગરનો શુદ્ધ રાખવો જોઇએ.

એ રીતે શુદ્ધ થઇને પૂજા કરવી.

પ્રભુની પૂજાની વિદ્ધી.

પ્રથમ મોરપીંછી વડે કીડી વીગરે જંતુઓનો પ્રચાર થયો હોય તે દુર કરીને. પોતાવડે કેશર ઉતારવું. તેપછી વાળાકુંચી કરવી ત્યાર પછી પંચામૃતનો અભિષેક [ એટલે ] પખાળ કરીને શુંદર ધોયેલા ઉજવળ ત્રણ વસ્ત્રવડે પ્રભુનું શરીર જળ રહિત કરવું. પાછી ઉત્તમ કેસર ચંદન બરાસ વડે નવ અંગે પૂજા કરવી. ને વગર સડેલા શુદ્ધ ભૂમિ ઉપર પડયા વગરના પુષ્પો ચડાવવા.

૨ અગ્ર પૂજા એટલે શું ?

ધુપ, દીપ, નૈવેદ્યાદિકનું આગળ મુકવું તે

૩ ભાવપુજા એટલે શું ?

સ્તુતિ, ગીત, ગાન, નાટક, છત્ર, ચા. મર વીંઝવું તથા દેવ દ્રવ્ય વધારવા રૂપ એવે ભાવ પૂજા જાણવી.

વીક ૫ અવસ્થાનું વીક.

અવસ્થા ત્રણ પ્રકારની છે.

૧ પિંડસ્થાવસ્થા, ૨ પદસ્થાવસ્થા; ૩ રૂપાતિતા વસ્થા.

૧ પિંડસ્થાવસ્થા એટલે શું ?

તિર્થંકર મહારાજના છદ્મસ્થાવસ્થાનું જે શરીર કે જે તિર્થંકર નામ, નામ કં. મને યોગ્ય છે તે.

૨ પદસ્થાવસ્થા એટલે શું ?

કેવળજ્ઞાન પામ્યા પછી, પ્રભુપદસ્થ થયા એટલે પ્રભુતાઇ પણાને પામ્યા તે.

૩ રૂપાતિતા વસ્થા એટલે શું ?

સિદ્ધ પણાની અવસ્થાએ ભાવવી કારણ કે સિદ્ધ પણું છે તે રૂપ થકી રહીત છે માટે સિદ્ધના સ્વરૂપનું જે વિચારવું તે.

૬ ત્રણ દિશાએ જોવાનું વર્જણ કરવું તેનું ત્રીક.

શ્રી જૈન પ્રતિમા જુહારતાં પ્રભુ એકીત ધ્યાન રાખવાને માટે. ૧ ઉંચી દિશાએ જોવું નહિં; ૨ નિચી દિશાએ જોવું નહિ; ૩ આડું અવળું જોવું નહિં તે.

એ રીતે વરજીને જીનેશ્વર ભગવાનના સનમુખ એક ચિત્ત ચૈત્યવંદન વીગેરે એ કાગ્રહ મન રાખીને કરવું તે

૭ ત્રણવાર પગ મુકવાની ભૂમિનુ પ્રમાર્જન કરવાનું ત્રિક.

પ્રમાર્જન કરવું એટલે સું?

શ્રી જીનેશ્વર ભગવાનને વંદણા કરતી વખતે તથા ચૈત્ય વંદન કરતી વખતે પગ મુકવાની ભૂમિને ત્રણવાર પૂજવી તે.

૮ વર્ણાદિકનુ ત્રિક.

વર્ણાદિક કેટલી પ્રકારના છે?

૧ વર્ણાલંબણ, ૨ અર્થાલંબણ, ૩ પ્રતિમાલંબણ,

૧ વર્ણાલંબન એટલે શું ?

નમુસ્થુણાદિક સુત્ર ભણતાં જે હળવા ભારે અક્ષર હોય તેવા હળવા ભારે બોલવા તથા જે ઠેકાણે વિસામો કરવો ઘટે તે સ્થાનકે વિસામો કરવો તે.

૨ અર્થાલંબન એટલે શું?

નમુસ્થુણં બોલતી વખતે તેનો અર્થ હૃદયમાં વિચારવો તે.

૩ પ્રતિમાલંબન એટલે શું ?

જીન પ્રતિમા તથા આદી શબ્દ થકી અરિહંતનુ યથાર્થ સ્વરૂપ વિચારવું તે.

૯ ત્રણ મુદ્રાનું ત્રિક.

ત્રણ મુદ્રા કઇ કઇ.

૧ યોગ મુદ્રા એટલેશું ? ૨ જીન મુદ્રા; ૩ મુકતા શુકિત મુદ્રા.

બે હાથની દશે આંગળીઓ માંહોમાંહે ભીડાવવી અને કમળના દોડાના આકારે બે હાથ જોડીને બે હાથની કું-

સ્રીઓ પેટ ઉપર સ્થાપન ચૈત્યવંદન કરતી વખતે કરવી તે.

૨ જીન મુદ્રા એટલે શું?

આંગળાનીતરફ બે પગની વચમાં ચાર આંગળનું છેડું રાખવું ને પછવાડે પગની પાની તરફ ચાર આંગળ કરતાં કાંઇ ઓછો આંતરો રાખી કાઉસગ્ગ કરતી વખતે કરવી તે.

૩ મુક્તાશુક્તિ મુદ્રા એટલે શું?

આંગળીમાં આંગળી ભરાવ્યા વિના બે હાથ સરખા જોડીને કપાળના મધ્ય ભાગને વિષે લગાડવો તે.

યોગ મુદ્રા ઇચ્છામી ખમાસમણનો પાઠ ભણતી વખતે તથા સ્તવનાદિક કરતી વખતે કરવી.

જીનમુદ્રા કાઉસગ કરતી વખતે કરવી.

મુક્તાસુકિત મુદ્રા જયવિયરાય કહેતી વખતેકરવી તેમાં સ્રીઓએ પોતાના સ્ત-

નાહિક અવયવો પ્રગટ ન થાયતે રીતે કરવી.

૧૦ ત્રણ પ્રણિધાનનું ત્રિક.

ત્રણ પ્રણિધાન કયા કયા?

૧ જાવંતિચેઇઆએ એ ગાથા જૈન પ્રતિમાને વાંદવા રૂપ છે તે.

૨ જાવંત કેવીસાહુ એ ગાથા મુનીને વાંદવા રૂપ છે તે.

૩ જય વિયરાય આભવંમખંડા પર્યંત એ ગાથા પ્રાર્થના રૂપ છે તે.

મન, વચન, કાયા એ ત્રણેનું એકાગ્રપણું તે પણ પ્રણિધાનનું ત્રિક કહીયે.

ઉપર પ્રમાણે દશ ત્રિક શ્રાવકો એ દેહેરાસરમાં સાચવવા.



# घर देहेरासरनी पूजा विधी.

धर्मार्थ काम मोक्षाणां,

सिद्धयै ध्यात्वेष्ट देवताम् ॥

भागेऽष्टमे त्रिया माया,

उत्तिष्ठेदुद्यतः पुमान् ॥ १ ॥

અર્થ—ઉધમવંત પુરૂષે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ થવા માટે ઇષ્ટદેવતાનું ધ્યાન કરી રાત્રિનો આઠમો ભાગ બાકી રહે ત્યારે બિછાનામાંથી ઉઠવું. ॥ ૧ ॥

मातृ प्रभृति वृद्धानां,

नमस्कारं करोतियः ॥

तीर्थयात्रा फलं तस्य,

तत्कार्योऽसौ दिने दिने ॥२॥

અર્થ—મા, બાપ વિગરે વૃદ્ધ પુરૂષોને જે

નમસ્કાર કરે છે, તેને તીર્થ યાત્રાનુ ફળ મળે છે. માટે દરરોજ તેમને નમસ્કાર કરો. ॥ ૨ ॥

वृद्धौ च माता पितरौ,
साध्वी भार्यासुतः शिशुः ॥
अप्यकार्यशतं कृत्वा,
भर्तव्या मनुर ब्रवीत् ॥ ३ ॥

અર્થ—આપણા વૃદ્ધ થયેલાં મા બાપ, શીલવતી સ્ત્રી અને અજાણ પુત્ર એમનું પોષણ સેંકડો અકાર્યો કરીને પણ કરવું, એમ મનુઋષિ કહે છે. ॥ ૩ ॥

गृहे प्रविशता वाम भागे,
सुस्थान संस्थितम् ॥
देवता यतनं कुर्या-
त्सार्द्ध हस्तोर्ध्व भूमिषु ॥ ४॥

અર્થ—ઘરમાં પ્રવેશ કરતાં ડાબા હાથપર દેવમંદિર કરવું. તેની રચના સારી હોવી જોઇયે,

અને ઘરની ભૂમિથી મંદિરની ભૂમિ દોઢ હાથ ઉંચી જોઇયે. ૪

पूजकः स्यादथो पूर्व-
मुखो वाप्युत्तरा मुखः ॥
दक्षिणादि दिशो वर्ज्या,
विदिग्वर्जन मेव च ॥ ९ ॥

અર્થ—પૂજા કરનારા પુરૂષે પુર્વ અથવા ઉત્તર દિશા તરફજ મુખ કરીને બેસવું. દક્ષિણ, પશ્ચિમ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન્ય એ ૭ દિશા પૂજામાં અવશ્ય વર્જવી. ॥ ૫ ॥

पश्चिमाभि मुखः पूजां,
जिन मूर्तेः करोति चेत् ॥
चतुर्थ संततिच्छेदो,
दक्षिण स्याम संततिः ॥६॥

અર્થ—જો કોઈ પશ્ચિમ દિશા તરફ મુખ કરીને જીન પ્રતિમાની પૂજા કરેતો તેની સંતતિનો

ચોથી પેઢીએ વિચ્છેદ થાય. અને દક્ષિણ દિશા તરફ મુખ રાખેતો સંતતિ વધેજ નહી. ॥૬॥

आग्नेय्यां च यदा पूजा,
धन हानिर्दिने दिने ॥
वायव्यां संततिर्नैव;
नैऋत्यां च कुल क्षयः ॥७॥

અર્થ—આગ્નેયી દિશામાં મૂખ કરીને પૂજા કરેતો દિવસે દિવસે ધનની હાનિ થતી જાય, વાયવ્ય દીશામાં મુખ કરેતો સંતતિ ન થાય, અને નૈઋત દીશામાં મુખ કરેતો કુળનો ક્ષય થાય. ૭

ईशान्यां कुर्वतां पूजां,
संस्थितिर्नो पजायते ॥
अंह्रि जानु करांसेषु,
मुर्ध्नि पूजा यथा क्रमम् ॥ ८॥

અર્થ—ઇશાન દીશાગાં મુખ કરીને બેસેતો પૂજા કરનારની સ્થિતિ સારી રહેતી નથી. પૂજા કરનારે પ્રથમ બે પગોએ, પછી અનુંક્રમે બે જા·

નુએ, બે હાથે, બે ખભાએ, અને મસ્તકે પૂજા કરવી. ૮

श्री चंदनं विना पूजा,
नैव कार्या जिने शितुः ॥
भाले कंठे हृदम्भाजे,
उदरे तिलकं क्रमात् ॥ ९ ॥

અર્થ—કેશર ચંદન વગર જીનપ્રતિમાની પૂજા કોઇ કાળે પણ કરવી નહીં, કપાળ, કંઠ, હ્રદય, ઉદર વિગરે નવ સ્થાનક ઉપર અનુક્રમે તીલક કરવું. ૯

नव भिस्तिल कैः पूजा,
करणीया निरन्तरम् ॥
प्रभाते प्रथमं वास-
पूजा कार्या विचक्षणैः ॥ १० ॥

અર્થ—હમેશા નવ તીલક કરીને જીન પ્રતિમાની પૂજા કરવી વિધિના જાણ પુરૂષોએ પ્રભાત કાળમાં પ્રથમ વાસ પૂજા કરવી. ૧૦

मध्यान्हे कुसुमैः पूजा,
संध्यायां धूप दीपतः ॥
अर्हतो दक्षिणे भागे,
दीपस्याथ निवेशनम् ॥११॥

અર્થ—બપોરે સુગંધી પુષ્પોથી જીન પ્રતિમાની પૂજા કરવી અને શંધ્યાકાળે ધૂપ દીપથી પૂજા કરવી. જીન પ્રતિમાની દક્ષિણ બાજુએ દીવો મુકવાનુ સ્થાનક કરવું. ૧૧

वामांशे धूप दहन-मग्रे
कूरं तु संमुखम् ॥
ध्यानं तु दक्षिणे भागे,
चैत्यानां वन्दनं तथा ॥१२॥

અર્થ—ભગવાનની ડાબી બાજુએ ધૂપધાણું મુકવું. આગળ નૈવેદ્ય રાખવો, સામુ બેસી ધ્યાન કરવું, તથા ચૈત્યવંદન દક્ષિણ ભાગે કરવું. ૧૨

गन्ध धूपा क्षतैः सद्भिः,
प्रदीपैर्बलि वारिभिः ॥

शान्तौश्वेतं तथा पीतं,

लाभेश्यामं पराभवे ॥ १३ ॥

मङ्गलार्थे तथा रक्तं,

पञ्चवर्णं तु सिद्धये ॥

पञ्चामृते तथा शान्तौ,

दीपः स्याच्च गुडैर्घृतैः ॥१४॥

અર્થ—સત્પુરૂષોએ ચંદન, અક્ષત, ધૂપ, દીપ બલિ અને જળ આ વસ્તુથી ભગવાનની પૂજા કરવી. શ્વેતપુષ્પ (ધોળું ફુલ) શાંતિ કારક છે, પીતપુષ્પ (પીળુ ફુલ) લાભ કારક છે, શ્યામ પુષ્પ ( કાળુ ફુલ ) પરાભવ કરનારૂં છે, રક્ત પુષ્પ ( રાતુ ફુલ ) મંગલિક છે. અને પંચ વર્ણી ફુલ સિદ્ધિદાયક છે. પંચામૃત પૂજા અથવા શાંતિ હોયતો ગોળનો અને ઘીનો દીવો કરવો. ૧૩,૧૪

पद्मासन समासीनो,

नासा ग्रन्यस्त लोचनः ॥

मौनी वस्त्रा वृतास्योऽयं,

पूंजां कुर्या ज्जिने शितुः ॥१५॥

અર્થ—સત્પુરૂષે પદ્માસને બેસીને નાસિકાના અગ્રભાગ ઊપર દૃષ્ટિ રાખી, મૌન રહી, અને શુદ્ધ વસ્ત્રથી મુખકોશ બાંધી જીનેશ્વર મહારાજની પૂજા કરવી. ૧૫

स्नानं पूर्व मूखी भूय,

प्रतीच्यां दन्त धावनम् ॥

उदीच्यां श्वेत वासां सि,

पूजा पूर्वोत्तरा मुखी ॥१६॥

અર્થ--પુર્વ દિશાએ મૂખ કરીને સ્નાન કરવું. પશ્ચિમ દિશાએ મુખ કરીને દાતણ કરવું, ઉત્તર દિશાએ મુખ કરીને શુદ્ધ વસ્ત્ર પહેરવાં, અને પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને દેવ પૂજા કરવી. ૧૬

धर्म शोक भयाहार,

निद्रा काम कलि क्रुद्यः ॥

यावन्मात्रा विधीयन्ते,
तावन्मात्रा भवन्त्यमी ।१७।

અર્થ--ધર્મ, શોક, ભય, અહાર, નિદ્રા, કામ, કલહ અને ક્રોધ એ આઠે વસ્તુ જેટલી વધારીએ તેટલી વધે છે, અને જેટલી ઓછી કરીએ તેટલી ઓછી થાય છે. ૧૭

सुकृताय न तृप्यान्ति,
सन्तः संतत मप्यहो ॥
विस्मर्तव्या न धर्मस्य,
समुपा स्तिस्ततः क्वचित् ॥१८॥

અર્થ--સત્પુરૂષો હમેસાં સુકૃતનાં કામો કરે તોપણ તે કામ કરવામાં ધરાતા નથી. માટે ધર્મની સેવા કરવામાં કોઇ કાળે પણ ભૂલવું ન જોઇએ. ૧૮

धर्मस्थाने ततो गम्यं,
श्रीमाद्भिः कृत भूषणैः ॥
प्राक्पुण्यं दर्श्यतेऽन्येषां,
स्वयं नव्यं ह्युपार्ज्यते ॥१९॥

અર્થ--માટે સુખી પુરૂષોએ પણ સારા વસ્ત્ર તથા આભૂષણ પહેરીને મંદીર ઉપાશ્રય વિગરે ધર્મને સ્થાનકે જવું, એમ કરવાથી પોતાનું પૂર્વ ભવનું પુણ્ય લક્ષ્મીના દર્શનથી બીજા લોકોની નજરે આવે છે, અને પોતે નવું પુણ્ય પણ ઉપાર્જન કરે છે. ૧૯

निसं देवगुरु स्थाने,
गन्तव्यं पूर्ण पाणि भिः ॥
विधेयस्तत्र चा पूर्व-
ज्ञानाभ्यासो विवेकिभिः ॥२०॥

અર્થ--હાથમાં ફળ, ફુલ, ચોખા વિગરે કંઇપણ વસ્તુ લઇને હમેશાં દેરે અને ઉપાશ્રયે જવું. ઉપાશ્રયમાં ગુરૂ પાસે જે આવડતું ન હોય તે જ્ઞાનનો વિવેકી પુરૂષોએ અભ્યાસ કરવો. ૨૦

आ जन्म गुरु देवाना,
मर्चनं युज्यते सताम् ॥
रोगादि भिः पुनर्नस्या,

यदि तत्रैव दोष कृत् ॥२१॥

અર્થ—આ મનુષ્યભવ છે ત્યાં સુધી સત્પુરૂષ પોતે દેવ પૂજા અને ગુરૂ ભક્તી હમેશાં કરવી ઉચીત છે, પણ રોગાદી કારણોથી તેમ ન બને તો કંઇ દોષ નથી. ૨૧

कु प्रवृत्तिं त्रिधा त्यक्त्वा,
दत्त्वा तिस्रः प्रदक्षिणाः ॥
देवस्यार्चांत्रिधा कृत्वा,
तं ध्यायेत्सिद्धिदं सुधीः ॥२२॥

અર્થ-ભવ્ય જીવે મનથી, વચનથી તથા કાયાથી કુપ્રવૃત્તિનો ત્યાગ કરી જીનપ્રતીમાને ત્રણ પ્રદક્ષિણા દેવી, અને પછી જીન પ્રતીમાની મન વચન કાયાથી પૂજા કરી સીદ્ધિ દાયક તે અરીહંત ભગવાનનું ધ્યાન કરવું. ૨૨

न खाङ्गुली बाहुना सां,
-हीणां भङ्गेष्यनु क्रमात् ॥

**शत्रुर्भीर्देशे भङ्गश्च,**

**बन्धः कुल धन क्षयः ॥२३॥**

અર્થ—પ્રતિમાનાં નખ ખંડિત થાય તો શત્રુથી ભય, આંગળી ખંડિત થાયતો દેશ ભંગ, બાહુ ખંડીત થાયતો બંધન. નાસીકા ખંડીત થાય તો કુલ ક્ષય, અને પગ ખંડિત થાયતો ધન હાની એવાં અનુક્રમે ફળ જાણવાં ૨૩

**पीठयान परीवार-ध्वंसे,**

**सति यथा क्रमम् ॥**

**स्थान वाहन भृत्यानां,**

**नाशो भवति निश्चितम् ॥२४॥**

અર્થ—પ્રતિમાનું સીંહાસન ખંડીત થાયતો સ્થાનનો નાશ, બેસવાનાં વાહન ખંડીત થાયતો (હાથી ઘોડા વીગેરે) વાહનનો નાશ અને પ્રતીમાનો પરીવાર ખંડીત થાયતો ચાકરનો નાશ જાણવો. ૨૪

# શ્રી જૈન કક્કો.

## રાગ. સ્વામી શરીર સોસઇ ગયું.

ક. કરીયે જીનવરની સેવના, મન વચન કાયાથી શુદ્ધ
પ્રગટે સમકીત તેહને, નિર્મળ થાયરે બુધ. ક. ૧
ખ. ખોટો ખેલ સંસારનો, સાચાં દેવ ગુરૂ સેવ;
તેથી પામીશ સહુ સંપદા, એવી પાડને ટેવ. ક. ૨
ગ. જ્ઞાન ગોષ્ટી નિત આદરો, બીજી વાતજ મુક;
વાત કરે વીતરાગની, વરશો શીવવધુ રૂપ. ક ૩
ઘ. ઘાટ કાયાનો છે કારમો, સાશ્વતો નવ કહેવાય;
જેવો પાણીનો પરપોટડો, ઝટ ફુટીરે જાય. ક. ૪
ન. નાટક જગતનું જોઇને, રખે તું તેહમાં લોભાય;
સુત વીત દારા ને દીકરી, અંતે સગુ નહી થાય. ક. ૫
ચ. ચંચળ મનને તું વશ કરે, નીકર છે દુખદાઇ;
પુર્વે મન જેણે વશ કર્યાં, સુકૃત કીધી કમાઇ. ક. ૬
છ. છેલ છબીલા આ જગતમાં, પડીયા કુચ્છંદ માંય;
માહરૂં માહરૂં કરતાં ગયાં, હાથ રહ્યું નહિ કાંય. ક. ૭
જ. જગ જૂઠો એમ સહુ કહે, સાચો જૈનજ ધર્મ;
કેવળ પામી મોક્ષે ગયા, છુટયાં ઘાતકી કર્મ. ક. ૮
જી. જીનવર આણા તું પાળજે, તેથી થાશે કલ્યાણ;

ગાફલ મત રહે ગુમાનમાં,સમજો ચતુરસુજાણ ક. ૯

ઝ. ઝટપટ જાવું જરૂર છે, નથી રહેવું નીરધાર;
સાચું માની શું સુઇ રહ્યા,વૈભવઅથીર સંસાર.ક ૧૦

ટ. ટાળ્યું કોઇનું ટળતું નથી,સુખ દુઃખ કાયાની સાથ;
કર્મે લખ્યું તેતો નહિમટે,નથીકાંઇતાહરે હાથ ક.૧૧

ઠ. ઠાલો શાને ભટકતો ફરે. ગાત માવડીઓ જોઇ;
કર્મતણું જોર લાગશે,ત્યારે સાહ્ય કરે નહિ કોય ક.૧૨

ડ. ડગમગ દીલમાં તું નવ કરે, સાચા છે વીતરાગ;
કર ભક્તિ ભલા ભાવથી.આવે ભવનોરેતાગ ક.૧૩

ઢ. ઢોલ વગાડી તુજને કહુ, તાહરૂ ધાર્યું નહિ થાય;
ધાર્યું ધણીએ તે નહિ ટળે,ફોકટ શાનેઅથડાય ક.૧૪

ણ. રૂણ માથે કંઇ કાળનું, આપ્યું નવરે અપાય;
ધ્યાન ધરે વીતરાગનું, ત્યારે ઓછુંરે થાય ક. ૧૫

ત. તાલ વાગે છે તુજ ઉપરે, ઘડી પળની ઘડીઆળ;
કંઇ ચાલ્યા કંઇ ચાલવા, જોને થયા છે તૈયાર. ક.

થ. થાનક થીરતા તું રાખજે, મન વચન કાયાથી શુદ્ધ;
દ્રઢ વિશ્વાસ વીતરાગનો, નિર્મળ કરીને બુદ્ધ ક. ૧૭

દ. દાન દયા મનમાં ધારજે, એ છે ધર્મનું સાર;
સેહેજે સુખ દેવ લોકનાં, પામીશ નહી કાંઇ વાર. ક.

ધ. ધર્મ ધર્મ સહુ જગ કહે, ધર્મ ન જાણેરે કોય;
ત્રસનાબંધ જ્યારે ટળે, ત્યારે ધર્મજ હોય. ક. ૧૯
ન. નિર્મળ નામ વીતરાગનું, સમરતાં સંકટ જાય;
અનુભવ આણે જો અંગમાં,સમકિત નિર્મળ થાય ક
પ. પૂર્વે પંડીત બોલીયા, શાસ્ત્ર પુરે છે શાખ;
સાચો ધર્મ વીતરાગનો, બીજા કોટીક લાખ ક. ૨૧
ફ. ફોગટ ફૂલ્યો શાને ફરે, ધર્મનો જાણે નહિ મર્મ;
દેવી દેવલાં પૂજતાં, એતો જાણજે કર્મ. ક. ૨૨
બ. બહુ દુ:ખદાઇ સંસાર છે, જેહનો ન આવેરે પાર;
લાખ ચોરાશી યોનીમાં,જન્મ લીધા નીરધાર. ક.૨૩
ભ. ભાવ ધરી ભલી ભાતથી, કરને દેવગુરૂ શેવ;
વ્રત પચ્ચખાણ નિત્ય આદરે, એવી પાડને ટેવ.ક.
મ. માયા મમતામાં મચી રહ્યો, પુત્ર પત્ની કે ભ્રાત;
સ્વાર્થ લગી થાશે સહુ સગું,આખર આવે નહિકામ.ક
ર રાતો માતો શા ઉપરે, શું છે તાહેરૂં જોર;
ક્રોધમાન માયા લોભને, ચારે જાણજે ચોર. ક. ૨૬
લ. લક્ષણ રૂડું કાંઇ નવ લહે, હુંપદ છે મનમાંય;
ભારે થઇને ભૂતળ ફરે, સુકૃત કીધું નહિ કાંઇ. ક.
વ. વીશવસાનોરે આદમી, તેતો ક્યારે કહેવાય.

ડગમગ ડોલે નહિ દીલથી, જેને સમકિત થાય ક.

શ. સાવધાન થઇને સાચો ફરે, ગાફલ રહે ના ગમાર.
ગાજે ઘડીઆળ છ વાગતું, માથે ભમે છેરે કાળ. ક.

હ. હરદમ હૈયામાં રાખજે, શાસ્ત્ર કેરો વિશ્વાસ;
જપ તપ કીયા સાચી કરે. પૂરશે મનની આશ. ક.

અ આકારે અલબેલડો, મુરતિ દેહેરા માંહ;
પ્રેમ ધરીને તું પૂજજે, થાપજે હૃદયની માંહ, ક.૩૧

શ્રી. સીદ્દીપદ નથી કાંઇ શેહેજમાં, તાહરો ફાવે નહિ દાવ;
ચોદરાજનારે જીવનો, થાશે જ્યારે સગભાવ. ક.૩૨
કક્કો બત્રીસ વર્ણવ્યો, મગળી કહે કર જોડ;
શ્રોતા સાંભળજો ભાવથી, પોહોચે મનના કોડ. ક.૩૩
સંવત ઓગણીસ ચોપનમાં. એકાદશ ભાદ્રપદ માસ;
શુકલપક્ષ છઠને દીને, કીધો જ્ઞાન પ્રકાશ. કરીએ.૩૪

## સમશ્યા.

એક નર દૂજો નપુંસક મળીને, નારી એક નીપાઇ;
હાથ પાઉ નવી દીસે તેને, મા વિણુ બેટી જાઇ;
ચતુર નર એ કોણ કહીએ નારી, હરીહર સુરને પ્યારી. ટેક
ચીરસુંદડી ચણીયો ચોળી, નવી પહેરે તે સાડી;

છેમ પુરૂષ દેખીને મોહે, એવી એહ રૂપાળી. ચતુર નર
ઉત્તમ જાતી નામ ધરાવે, મનગાને તીહાં જાવે;
કંઠે વળગી લાગે પ્યારી, સાહેબને રીઝાવે ચતુરનર
ઉપાશ્રયે તે કદી ના જાવે, દેહેરે જાવે હરખી;
નર નારીશું સંગે રમતાં, સઉકો સાથે સરખી. ચતુર
એક દિવસનું જોબન તેને, ફરી નહિ આવે કાંઇકામ;
પાંચ અક્ષર છે સુંદર તેના, સમજી લેજો નામ. ચતુર
કાંતીવિજય કવી એણીપેર બોલ્યા સુણજો નરને નારી;
એ અરીઆલીનો અર્થ કરે તે,સજ્જનને બલીહારી.ચતુર

ઊત્તર—ફુલની માળા

## સ્તવન ૧ લું.

વીર જીનેશ્વર સાહીબ મેરા, પારન લહું પ્રભુ તેરા,
મેહેર કરી તારો માહારાજજી, જન્મ મરણના ફેરા;
હો જીનજી અબહું શરણે આયો. એ આંકણી. ૧
ગર્ભાવાસ તણાં દુઃખ મોટાં, ઉંધે મસ્તક રહીયો;
મળમુત્ર માંહી લપટાણો, એવો દુઃખમેં સહીયો. હો૦૨
નર્ક નીગોદમાં ઉપન્યોને ચવીઓ, સુક્ષ્મ બાદર થઇયો;
વેંધાણો સુઇના અગ્રભાગે, માન તીહાં કીહાં રહીયો હો૦૩
નર્ક તણી વેદના અતી ઉલસી, સહીતે જીવે બહુ;

પરમા ધામીને વશ પડીયો, તે જાણો તુમે સહુ હો૦ ૪
ત્રિયંચતણા ભવ કીધા ઘણેરા, વીવેક ન આવ્યો લગાર
નિશીદિનનો વ્યહુવાર ન જાણ્યો, કેમ ઉતરાશે પાર.હો
દેવ તણી ગતિ પુન્યેહું પામ્યો, વીખીયા રસમાં ભીનો
વ્રત પચ્ચખાણુ ઉદય ન આવ્યાં, તાનમાન માંહી લીનો
મનુષ્ય જન્મને ધર્મ સામગ્રી, પામ્યો છું હું બહુ પૂન્યે,
રાગદ્વેશ માંહી ભળીગો, નટળી મમતા શુન્ય. હોજી. ૭
એક કંચનને બીજી કામીની, તેહશું મનડું બાંધ્યું.
તેના ભોગ લેવા હું શૂરો, કેમ કરી જીન ધર્મ સાધું. હો૮
મનની દોડ કીધી હતી ઝાઝી, હું છું કોક જડ જેવો.
કુળી કુળી કલ્પેમેં જન્મ ગુમાવ્યો, પુનરપીપુનરપીજેહ
ગુરૂ ઉપદેશમાંહી હુંનવી ભીનો,ના આવી સદૃહણાસ્વામી
હવે વડાઇજોઇ તમારી, ખીજમતમાં છે ખામી. હો૧૦
ચાર ગતિ માંહી રડવડીઓ, તોયન સિદ્ધયાં કાજ.
રીખવ કહે તારો સેવકને, બાંહ્ય ગ્રહ્યાની લાજ. હો.૧૧

---

## સ્તવન ૨ જું.

છો જગ તારણું હાર. અજીતજીન છો જગ.

ભવોદધી પાર ઉતાર, અજીતજીન, છો જગ
ત્રિભુવનના આધાર તુમે પ્રભુ, મંગળના કરનાર;
કર્મ રોગ કાટણ કારણ તુમે, વૈદ્ય તણા અવતાર. અ.૧
જ્ઞાનવંત જાણો સહુજગને. તોપણ મુજ સંસાર;
વીતક જે વીત્યું છે સાહીબ, માત પીતા પરે ધાર.અ.૨
બાળકની લીલા યુત બાળક, મા આગળ કરે લાડ;
તિમહું કહું સાહીબ તુજ આગળ,મુજ વીનતી અવધાર.
દાન ન દીધું મુનીજનને બહુ, શીયળ ન પાળ્યું લગાર.
તપથી તો બહુ ત્રાસ ધરંદીલ, શા થાશે મુજ હાલ. ૪
ક્રોધરૂપ દાવાનળ બળીયો, લોભ અહી વિકાળ.
વળગ્યો છે મુજનેશું કરવું,કહો પ્રભુ દીન દયાળ.અ. ૫
માન મહા અજગરના મુખમાં, પડીઓ છું નીરધાર.
માયા જાળ થકી બંધાયો,કર્મ તણે અનુસાર. અજીત. ૬
આ ભવપર ભવ હીતકારી કાંઇ. કીધાં ન કામ લગાર.
તિણ કારણ સુખ લેશ ન પામ્યો,. ગયો જન્મનિજહાર;
જાણ આગળ શું બહુ કહેવું, જલદી કરો ઉદ્ધાર;
અવગુણ સઘળા ઊવેખીને,ઘો શીવલક્ષ્મી દાતાર. અ.૮

---

## સ્તવન ૩ જું

વનમાં મોહન ઘર એક; ષટ બાર કરે શું વિવેક.
કંચનમય પૂતળી સાર, કરે રંભાને અનુકાર. ૧
એકેક કવલ માં હેનાંખે, તેહ કમળે ઢાંકી રાખે.
પડિબોધી આદી માહા ભાગ્ય, છએ મિત્રવંરી અનુરાગ. ૨
આવ્યા તે પરણવા કાજે, મીથીલા વીંટીનીજ સાજે;
પ્રભુતે ઘરમાંહી તેડાવે, હરખ્યા તે સઘળા આવે. ૩
ઊઘાડે કમળ જીણીવાર, પ્રસર્યો દુર્ગંધ અપાર.
નૃપ ચિંતે મનુજનો દેહ, અહો એમ અશુચીનાગેહ. ૪
ધિક્ ધિક્ ધિક્ અહોએ સંસાર, કોણનો પુરૂષ કોણનીનાર.
વૈરાગ રશે મનભીનો, વાધ્યો સંવેગ મનલીનો. ૫
દઇ દાન સંવત્સરી સાર, છએ મિત્ર તણો પરીવાર;
ઊજવળ પક્ષે મૃગશીર માસ, એકાદશી વૃત ગ્રહે ખાસ
મલ્લીજીનનું વૃત કલ્યાણ, કરતાં થાયે કોડી કલ્યાણ.
તેહ મલીનાથ અભિધાન જપતાં લહે બહુ સુખદાન.

---

## સ્તવન ૪ થું

ઓર ન શું રંગન્યારા ન્યારા, તુમ શું રંગ કરારીહે. ટેક

ગુ' મન મોહન નાથ અમારા, અબતો પ્રીત તમારીહે૧
જોગી હોકે કાન ફડાયે, મોટી મુદ્રા ડારી હે.
ગોરખ કહે તૃષ્ણા નહિ મારી, ઘરઘર ભમત ભીખારીહે.
જંગમ આવે નાદ જગાવે, આછે તાન મીલાવે હે,
સબકારામ સરીખા ન બુઝયા, કાયકું ભેખ લજાવેહે૩
યતી હોઇ ઇંદ્રી નવીજીતી, પંચ ભૂત નહિ માર્યા હે:
જીવ અજીવકું બુઝે નહિ, ભેખ લહી કે હાર્યા હે. ૪
વેદપઠી બ્રાહ્મણ કહ લાવે, બ્રહ્મ દશાનહિ પાયા હે
આત્મ તત્વકો અર્થ ન જાણ્યોફોગટ જન્મ ગુમાયાહે.૫
જંગલ જાયે ભસ્મ ચઢાવે, જટા વધારી કે શાહે.
પરભવકી આશા નહિ મારી, ફીર જેસાકા તેશાહે.૬
કાજીકિતાબ ખોલકર બેઠા, કયા કિતાબામેં દેખ્યા હે
બકરી કે ગળે છુરી ચલાવે, કયા દેવેકા લેખાહે. ૭
જીન કંચનકા મેહેલ બનાયા, ઉનકુ પીતલ કેસાહે
હાર ગલે હીરનકા પહેર્યા, સબ જુગ કાચ સરીસા હે૮
રૂપચંદ રંગ મગન ભયા હે. નાથ નિરંજન પ્યારા હે.
જન્મ મરણકા ડર નહિં પાકું, ચરણ શરણતિહારા હે૯

## સ્તવન ૫ મું.

જાગેસો જીનભકત કહાવે, સોવેસો સંસારી હે.
ત્રસ જીવકી હત્યા ન કરે, થ વર કરૂણા કારી હે,
થાપણ મોસો અદત્ત ન લેવે, ચોરી મારી વારી હે
પંચની સાખે પાણી ગ્રહણકરતાં અવર સ્ત્રીયા બ્રહ્મચારી
સ્નાન પ્રમિત જીનકી સેવા, પરીગ્રહસંખ્યા ધારી. હે
રૂપચંદ સમકિત કે લછછન, તાકુંવંદના અમારી હે. ૩

## રાગ. કરી વેશ્યાની યારી.

જુઓ શોભે છે કેવા, દેવાધીદેવા, પુજો પ્રભુના પાય;
લેવા મોક્ષના મેવા, અમૃત જેવા, દેવાધીદેવા. પુ
વૈભારગીરીપર માહાવીર જીનનું મુખડું જોયું આજ,
કર્મ અમારાં દુરે ટળીયાં, ફળીયાં સર્વે કાજ. જુ.
પુર્ણ શશીસમ મુખ પ્રકાશે, તેજ તણો અંબાર,
આશ ભર્યો હું આવીયો પાસે, ભાસે સંસાર અસાર;
ત્રીશલા નંદન કર્મ નીકંદન, ક્ષત્રી કુળ શણગાર.
સીધારથ તન મૃગ પતિ લંછન,યશોદાના ભરથાર;
સંભવ મંડળી કરે વીનંતી, પામવા ભવનો પાર.
ઝડપથી ઝાલો હાથ અમારો, આપનો છે આધાર.

## રાગ. શું કામ તણી બલીહારી.

નમું નેમ જીણંદ જયકારી, જસગુણ ગાઉં બલીહારી:
વસ્યા ગીરીનાર, તજી નીજ નાર, સુણી પોકાર. ન.
નીરંજન નીરાકાર છો, નેમ નગીના નાથ;
નીરંતર નેહે નમું, નિવારો નર્ક હે નાથ. ન.
જગદીપક જીનરાજજી, ધર્મ ધુરંધર ધીર;
ભવ ભય ફંદ નીવારજો, મોહ વીજય વડવીર. ન.
તારક બીરૂદ તુમ જાણીને, આવ્યા જગદાધાર;
સંભવ મંડળી નમી કહે, સત્વર કરો ઉદ્ધાર. ન.

---

## રાગ. બ્રહ્માજી શું શું કહીયે.

નેમીજી ચરણે નમું છું,
આવી તુજ પાય પડું છું. નેમજી.
આઠ ભવ તણી પ્રીત નીવારી,
રાજમતીને મુકી વીસારી;
ચાલ્યા ગઢ તમે ગીરનારી,
તારો તારો દાસને. નેમજી.
તોરણ આયે ચલે રથ ફેરી,

શુણી પોકાર પશુ વન કેરી;
હાંસા વાદળને વીખેરી. તા. તા. નેમજી.
સંજમ લેઇને મનશું રંગે,
પીતઅમ્બર પહેરી અંગે
શાવરમણીને વર્યા ઉછરંગે તા. તા. નેમજી
તાર્યા નર નારીના થોક,
સુણી હર્ષ અતી મન લોક;
સેવકથી ન પામો ક્ષોભ. તા. તા. નેમજી.
સંભવ મંડળને પ્રભુ તારી,
સેવકની અર્જ ઉર ધારી;
તે સવીને પ્રભુ લેજ્યો ઉદ્ધારી. તા. તા. નેમજી

---

## રાગ. પ્રેમનો કોલ દીયો રાજકુમાર.

પ્રભુજી મને તારો ને આવાર
તારોને આ વાર, ભવસાગર નીસ્તાર. પ્રભુજી.
ત્રીભુવન નાયક તું ધણીરે, ત્રી જગનો મહારાજ,
કૃપાસીંધુજી તારજોરે, બીરૂદ સફળ કરી આજ. પ્રભુ
ભવદવ માંહી હું બળીયોરે, ન ઉગરવા અહેશાન;

કરૂણા રૂપી નીરનું રે, સેવકને ઘો દાન. પ્રભુ.
વિષય વિષ માંહી લપટાણો, અંધ થઇ માહારાજ;
મતિ વિભ્રમ થઇરે તેથી, સુઝે નહીં કાંઇ કાજ. પ્ર.
ક્રોધ દાવાનળ માંહી ફસીગો, લોભ તણો નહીં પાર;
માયા જાળ થકી બંધાઇ, કીધાં કુકર્મ અપાર. પ્ર.
એવાં ઘણાં કીધાં છે કર્મો, આ જીવે જીનરાજ;
સંભવ મંડળી તારજોરે, ભવ ભ્રમણથી આજ. પ્ર.

## રાગ. કુમાર મારી વાલી.

પાર્શ્વ પ્રભુ મેહેર કરી, કાપો મુજ પાપો આવાર.
શીવ સુખ કારણુ, ચોગતી વારણુ;
નિવારો પાપ અંબાર. પાર્શ્વ૦
વામાના જાયા, વણારસી રાયા;
ભ્રમણામાંથી ઉગાર. પાર્શ્વ૦
સંભવ સમાજ, નમી કહે આજ;
ભવોદધી પાર ઉતાર. પાર્શ્વ૦

---

## રાગ રેના બોલોઆવી વાત.

નમું જીનરાયા નેહથી..

મુકત હસ્તે માફ માગું. નમું૦
માગું આજે સંભવનાથ
ભવ બુડતાં ઝાલો હાથ;
મેળવ શીવરમણી સાથરે. નમું૦
અશરણ શરણ હે વિભુ, જીવદયા પ્રતિપાળ,
કરજોડી આજે તુને, વિનવે છે આ બાળ;
ઉતારો આ બુડતું ઝાઝ,
તારો તમે ગરીબ નીવાજ.
સંભવ મંડળી માહારાજરે. નમું૦

---

## રાગ પીતા જાણી.

સંભવજીન મહેર કરી મહારાજ,
તમે મેળવો શીવપુર આજ. સંભવ
અરજ અમર અવીનાશીને, અડંગ રૂપી દેવ;
તારણ ભવ અબ્ધીતરણ, આપો મુજને સેવ. સં.
નીરાગી નીદ્વેષી છો, કર્મ અરી હરનાર;
તુજ ચરણ કમળે નમે, મન મધુકર સુખકાર. સં.
સ્તુતી કરી પ્રભુ તાહેરી, સફળ આજનો દિન;
તેથી મંડળીનું થયું, દીલ આજ તલ્લીન. સં.

## રાગ કામણગારી નારી.

વ્યાપ્યો વ્યાપ્યો હર્ષ મને આજ ઘણોરે;
આજ ઘણોરે પ્રભુ આજ ઘણોરે. વ્યા૦
શાંતી પ્રભુનાં દરીશન કરતાં, શાંતી ઘણેરી થાય,
મોહનગારી મુરતી જોતાં, ભવની ભાવઠ જાય. વ્યા૦
વંછીત પુરણ કર્મ ચુરણ, એ છે જગ વિશ્રામ;
ભાવ ધરીને શેવા કરતાં, સરશે સઘળું કામ. વ્યા૦
અનેક ગુણ ધારી છે સ્વામી, કરજો મન વિચાર;
ચરણકમળની સેવા કરવા ચાલો જીનદરબાર. વ્યા૦
સંભવ મંડળીના બાળ મળીને, માગે પ્રભુની પાસ;
કર્મ અમારાં દુર કરીને, આપો મુકિત વાસ. વ્યા૦

## રાગ દશા કરે તે કોઈ નવ કરશે.

મલ્લી જીનેશ્વર મુજથી બોલો, મહેર કરી મહારાજ,
શેવક ઉભો અરજ કરેછે, કરજોડી જીનરાજ;
અજર અમર અવિનાશીવિભુ, શાંત સુખ દર્શાવ,
વિદ્યાવાણી જ્ઞાન ચિત્તમાં, દિન પરદિન વર્ષાવ. મ.
સુક્ષ્મ સૃષ્ટી સેવન કરતાં, પડે નહીં અલ્પ દુઃખ;
કૃપા થકી વિધવિધ પામું હું, સહેલે સંપત્તિસુખ મ.

તુજ સેવા વિણ જીવન જુઠું, જન્મ જરાનું દુઃખ; મ;
સંભવ મંડળી નમન કરીને, ભાગે મનની ભુખ મ,

## રાગ સરવે સખીયોને શીખ દઉ રે.

રૂષભ જીનેશ્વર પાય નમું વિમળાચળ વાસી;
શિવ ગતિ ગાગી, મોક્ષાધી કારી નમું ઉપકારી. ર.
ડુંગર દેખીને મન ઉલ્લસેરે લોલ,
દરીસણ કારણ મનવિકસેરે લોલ;
નાહતાં સુરજ કુંડમાંરેલોલ,
પાપપડળ જાય દુરરે લોલ.
છો પ્રભુ ત્રીભુવનના આધાર કે,
તુજ અકળ ગતિરેલોલ;
પુર્ણ શશીસમ દેખી દેહકે,
હર્ષે મન અતી ઘણોરે લોલ.
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશીસમ ભાલ;
વદન શરદનો ચંદલો, વાણી અતી રસાળ.
કેસર ચંદનથી પુજતાંરેલોલ,
પાતિક અમ બહુ ધ્રુજતાંરેલોલ;
પુષ્પો ચઢાવી પ્રેમથીરેલોલ,
ભાવના ભાવું ઘણા ભાવથીરેલોલ.
લક્ષ ચોરાશી હું ભમ્યો, ભવઅટવી મોઝાર;

તરણુતારણ તું મળ્યો, હવે ભવપાર ઉતાર.
તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે,
હવે મુને તારજોરેલોલ;
ચોરટા ચાર ચુગલ જે ભુંડા કે,
તેને દુર નાંખજોરેલોલ.
સંભવ મંડળી માગે, તુજ પાસે માહારાજ;
શુભ અવીચળ રાજ, તારો ગરીબ નીવાજ. ૩.

## રાગ ગાજે ગગને ગરર ગગન ગરર.

ચાલો સજ્જન વૃંદ તમે, સજ્જન વૃંદ તમે,
નેમ જીણંદનાં દરીસણ કાજ.
ગીરી ગીરનાર તીરથનાં, ગીરનાર તીરથનાં,
દરશન કરી, લ્યો લ્હાવો આજ.
જ્યાં વશીયા નેમી જીણંદ,માતા શીવાદેવીના નંદ.ચા.
રત્ન જડીત્ર સીંહાસને, બેઠા શ્રી જીનરાજ;
ચાંદની બીચજ્યું ચંદ્રમા, એવી સુંદર સુરતને
તાતરે, નમે છે મનમધુકર ચર્ણ કમળે;
ભવનીધી તારજો જગ શીરતાજરે. નમેછે.
શરણે આવ્યો સાહીબા, જગ જનના આધાર;
કર્મ વલ્લી કાપજો,

ભવદવ સળગેરે ચોપાસે નહિ નાસવા આરો;
પ્રભુજી દયાનીર છાંટો, વાગ્યો કાળરૂપી કાંટો.
ચોર ચારેજ નડીયા, ચારેજ નડીયા;
તાપ તેનાથી દુર નીવાર,
દુર નીવાર, જય કરૂણા આધાર, ચાલો.

**રાગ સનનન સોહે શાવળીયા શામ.**

વીર પ્રભુ તારોને જગદાધાર;
વિશ્વોપકારી જગ તારણ હાર છો. વીર૦
ભકત મનોરથ વેલી ખીલાવા,
વાદળસમ અતીશય વિશાળ;
જગજન ચાતક તૃષા છીપાવા,
અમૃતસમ જીનેંદ્ર રસાળ. વીર૦
પંજર ભવ જાળે પડીયો જીવ,
ત્રાત્રા હે તસ દુઃખ ટાળ;
મુક્તિ પ્રીયાવિણ પંખી મરશે,
સ્વામીજી તેની લેજો સંભાળ. વીર૦
માયાવંશી નદીમાંહી મોહ્યો,
જીવ હરણ પડીયો જાળ;

શિવ સુખ દાયક નવીન નાયક,
પામર પશુની રાખજો ભાળ. વીર૦
ચંદનબાળાના બાકુળ હોર્યા,
ઉતાર્યો મેઘકુમાર પાર;
અરજુન માળીને ઉદ્ધાર્યો,
તેમ પ્રભુ સંભળ મંડળ તાર. વીર૦

## રાગ કાનુડો શું જાણે મારી પીડ.

મને સાહાય થાઓ દીનદયાળ;
હો સાવચ્છી રાયા. મને.
સહાય સ્વામીજી કરો. કર્મ રીપુને હરો;
ભવ અટવીમાં ફેરો ફરીયે તાત, ફરીયે ફરરરરરર
કર્મ કટંક ખુંચ્યો, પાપ પડલે મુંજ્યો;
સુઝયો નહીં પંથ એકે સાર, સુઝયો સરરરરરર મ.૧
નર્ક નીગોદે વસીયો, કર્મમલ માંહી ફસીયો;
ખસીયોનહીં કુલટા કુમતિફંદ, ખસીયો ખરરરરરર મ.૨
ક્રોધ દાવાનળ બળીયો, માન અજગરે ગળીયો;
મોહ મહામલ્લે તાકયું તીર, તાકયું તરરરરરર
કુદેવ કુગુરૂને જાચ્યો, આઠે મદમાંહી રાચ્યો;

ડસીયો અરતી કેરો સર્પ, અરતી અરરરરરર મ.૩
વીખીયા રસમાંહી રાચ્યો, નટ આ ભવમાંહી નાચ્યો;
પાપ મેઘ માથે ગાજે અપાર, ગાજે ગરરરરરર
શીવરમણીના સ્વામી, વસજો ઉર અંતરજામી;
કાપો મુજપાપો દીનદયાળ, કાપો કરરરરરર મ.૪
માતા સેનાના જાયા, તાત જીતારી રાયા;
કૃપાવારી છાંટો દવમાં આપ, છાંટો છરરરરરર
સંભવ મંડળી તારી, શેવકને ઉગારી;
દેજો શીવશ્રેણી જગદાધાર, શ્રેણી સરરરરરર મ.૫

---

## રાગ. કોને કહીએ કજોડાનિ કહાણિરે.

થ૪ શાંતી શાંતીનાથ સ્વામીરે;
પામી તુજ દરીસણ ગુણ ગ્રામીરે. થ૪૦
અચીરાના નંદા, પાપ નિકંદા;
કરીયે નમન તુને શીર નામીરે. થ૪૦
ત્રીભુવન તીલક નાથજી, નીવારો ભવ ફંદ;
કુમતી કદાગ્રહ કાપીને, આપો મુક્તિ ફંદ.
સંભવ મંડળીના વીશરામીરે;
સાહાય થજો અંતરજામીરે. થ૪૦

રાગ હજુ બાળ મળી ન મન મોહનની

ચિત ચોટયું આજે જીનરાજ વિષે;
જીનરાજ વિષે, પ્રભુજી પાસે. ચીત.
ચાર ચોરના સંગથી, હાર્યોછું હે નાથ;
કરૂણા દ્રષ્ટીથી જુઓ, સેવકને દીનાનાથ. ચીત.
જન્મ મૃત્યુ દુખને, નીવારો જગનાથ;
દુખ કાપી સુખ આપીને, મેળવ શીવપુરસાથ. ચીત.
સંભવ મંડળી કહે, હે પામરપાળ કૃપાળ;
દરીશનદઇ પાવન કરો, આ સમાજના બાળ. ચીત.

---

રાગ. નાથે નવ કરો વાત ઘર જવાનીરે;

શાંત આ છબી છે પ્રભુની પ્યારીરે;
નહિ વિકાર, દિસે લગાર, જોતાં આ વાર, વારંવાર;
હર્ષ થાય બારીરે. શાંત. ૧
ચારૂ લોચની રસીલા, સુરત તારીરે,
નિરખી નાથ થાઉં સનાથ, દીનાનાથ, પકડ હાથ;
કુટીલ કુમતી વારીરે. શાંત. ૨
ગંગના તરંગ, ઊલ્લસે અપારીરે,

અતિ રંગ ચંગ, ઉછળો અંગ, અપૂર્વરંગ, ભવીક ભંગ;
ભક્તે અપારીરે. શાંત ૩
વિશ્વસેન નંદ વંદના અમારીરે;
કર્મ વૃંદ, ટાળો ફંદ, મુક્તિ કંદ, કર આનંદ;
વીનતી સ્વીકારીરે શાંત. ૪
અલ્પ બુદ્ધીથી, અર્જ આ ઉચારીરે,
જગત સ્વામ, દયા ધર્મ, આપનું નામ, જપેજ આમ
સંભાર મંડળી સારીરે. શાંત. ૫

---

## રાગ, સાચે સુખીયાનો શુંગી છે રાજ.

નકી નરકનુ દ્વાર છે નાર ચતુર નર ચેતજો. નકી.
મનજી મધુકર હજો સંભાળ. નકી.
નારી મદન તલાવડી, બુડગો સઘલ સંસાર;
નર વીરલા કોઇ હોયે, તરી નીકળે તસપાર. નકી.
નાગણથી નારી બુરી, બંને મુખથી ખાય;
જીવતાં ખાયે કાળજું, મુએ નરક લઇ જાય; નકી.
સમા રસમાં દુઃખ મણી, ચાલ્યા નેમ ગીરનાર;
બીજુ કારણ નવી ઇચ્છશો, નારી પાપ અંબાર. નકી

---

રાગ. ૫૯.

વીતી વેળા ન મળે પાછી, ભૂલે તે ભવ ભટકેરે;
પરમ પુરૂષતો પુણ્યા મૃતને. ઘટકે ઘટકે ઘટકેરે. વી.
સદા શરીર કાચનો કુંપો, તટક દઈને તટકેરે;
પાણીના પરપોટા સરીખો, ફૂટક દઇને ફૂટકેરે વી.
મારા તારામાં શું મોહ્યો, મરી જવું છે ગટકેરે.
લલચાયો શું વિના વિચાર્યે, લલના કેરે લટકેરે.વી
સુંદરતા શું ચામડા ચાતરી, ચતુરા કેરે ચટકેરે;
ખરા લાભથી ખસી ગયોએ, મુરખ કેમ ન અટકેરે.વી
સદ્‌ગુણ સિંહ સમાન લેખીને, સર્વ વાતમાં વટકેરે:
માયાની આ ફંદ જાળમાં, ફુલી જઇશું ફૂટકેરે.વી.
કશું કામ તારે નહીં આવે, નામરૂપ તે નટકેરે;
સગાં કુટુંબી સહુ એ સાથી, છેલ્લી વખતે છટકેરે વી.
સંભવ મંડળ અરજ કરે છે સુણજો નરને નારીરે.
આળસ દુર્ગુણ સર્વે છંડી, પ્રભુ ભજો ઉછરંગેરે. વી:

રાગ હેરી.

---

ઉંઘે કેમ અરે એ અભાગી, જાય કાળવહ્યો જોને જાગી; ઉ.
આવે જ્યારે અણચિંત્યુ મૃત્યુ, બાઇ જવાય ન ભાગી,

પૂત્ર કલત્ર ન કામના કોઇ, દેશી મુએ સહુ દાગી;
અતી આપણા અનુરાગી. ભ.;
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સર મેલને લાગી;
પાપ સર્વ પ્રપંચ વીસારી, નાંખ ભરમ ભેદ ભાગી;
નિડર વાણીઓ જાણ વગી ભ.
મેલ મમત્વ અને માન મોટુ રે. પ્રભુ ભજનમાં રાગી;
આ ભવસાગર દુઃખે ભરેલો, તરી શકાયજ ત્યાગી;
સેજમાં થવાય સુભાગી. ભ.
આ કાયા કેવળ કાચની કોઠી, ઠોકર લેશ જો વાગી;
ફટાક ફુટતાં વાર ન લાગે, નહીં મળવી ફરી માગી;
ભાવે ભજી લેને સુહાગી. ભ.
આજે મંડળ આ અરજ કરેછે, ધર્મ કરો અનુરાગી
મનુષ્ય જનમનું સાર્થક જાણો, વિકથાને દુર ત્યાગી;
મહા પ્રભુ ભક્તિ લે માગી. ભ.

---

## રાગ પુનેમ ચાંદની.

ચાલો ચાલોને જઇએ, સોરઠ દેશમાંરે;
જ્યાં પુંડરીક ગિરિ પ્રખ્યાત, નમો મેરુ ધરી ગિરિરાજનેરે.
એ તરણ તારણ તીર્થ જાણીએરે;

ગિરિ મહિમા અપરંપાર. નમો.

સા–અનંતા મુનિવર એ ગિરિ, વરીયા શીવવધુનાર;
વળી અનંતા અહીંયા કને, પામશે ભવનો પાર.
નવ સંદેહ એમાં આણુશોરે,
જેની શાસ્ત્રમાં છે ઘણી સાખ. નમો. ૧

સા–અઢાર કોડાકોડી સાગરૂ, નાભીરાયા કુળચંદ;
પ્રથમ ધર્મ ચલાવતાં, મરૂદેવીનો નંદ.
લાખ ત્રાશી પુરવ ઘરમાં રહીનેરે;
પ્રભુ દેતાં વરશીદાન. નમો. ૨

સા–રાજ ભળાવી ભરતને, લેવે સંજમ ભાર;
વરશીતપનું કર્યું પારણું, શ્રી શ્રીહંશ દ્વાર.
લેવે શેરડી રસ પ્રભુ સુજતોરે;
રૂડી અક્ષયત્રીજ મનોહાર. નમો. ૩

સા–પ્રથમ જીનેશ્વર આવીયા, પુર્વ નવ્વાણુંવાર;
રાયણ હેઠે સમોસરી, કીધો ગિરિ વિસ્તાર.
સુણી ભરત સંઘ લઇ આવતાંરે;
તીર્થ ફરશીને કરતાં ઉદ્ધાર. નમો. ૪

સા–ચૈતર શુદની પુનમે, પાંચકોડ મુની સાર;
પુંડરિક ગણધર એ ગિરિ, વર્યા શીવવધુ હાર.

એથી પુંડરિક ગિરિ નામ સ્થાપીઓરે;
ત્યાં તીર્થપતી શ્રીઆદીનાથ. નમો, ૫
સા–પ્રથમ પ્રભુજી પોતરા, દ્રાવીડને વારી સેણુ;
સીધાચળ સીદ્ધી વર્યા, કારતીક પુનમ દિન.
પ્રભુ અજીત શાંતી દોય જણારે;
આવી ચાતુર માસ ત્યાંકીધ. નમો. ૬
સા–ફાગણુ શુદની દશમે, નમી વી નેમી બેજોડ;
અણુસણ કરી શીવ વર્યા, સાથે મુની બે કોડ.
શીદ્ધ થયા પચીશે અણગારથીરે;
પાંચે પાંડવ એ ગીરિરાજ. નમો. ૭
સા–નેમી પુત્રી ચોસઠ કહી, કરતી આતમ હામ;
ચેતર વદની ચોદશે, પામી અવીચળ ઠામ.
રામ ભરત મુની ત્રણ કોડશુંરે;
કર્મ કાપી પામ્યા શીદ્ધ રાજ. નમો. ૮
સા–ફાગુણ ઉજલી તેરશે; સ્યામ પ્રદુમ કહેવાય;
સાડીઆઠ કોડ મુનીવરૂ, શેહેજે શીવપુર જાય.
છેલ્લા નારદ એકાણું લાખથીરે;
ગિરિ ઉપર વરીઆ શીવનાર. નમો. ૯
સા–ગઇ ચોવીશીના પ્રભુ, બીજા નીરવાણી નાથ;

કદમ ગણધર એક કોડશું, ભરતા મુક્તિસે બાથ.
તેને કદમ ગિરિ બોલતાંરે;
જેના નામથી નવનીધ થાય. નમો. ૧૦
સા—એમ અસંખ્યા મુનીવરૂ, એ તીર્થ મોઝાર;
સિદ્ધયા ને વળી સિદ્ધશે, મહિમા અપરંપાર.
ભાખે દાન દયા પન્યાશનોરે;
શિષ્ય શોભાગ્ય વિમળ સુખકાર. નમો. ૧૧

## અગાઉથી આશ્રય આપનાર સાહેબોનાં નામ.

૨૦૧ શેઠ જેશંગભાઇ હઠીશંગ
૧૦૧ શા તારાચંદ સવચંદ
૭૫ શેઠ ભગુભાઇ પ્રેમચંદ
૫૧ શેઠ લાલભાઇ ચીમનલાલ
૫૧ શેઠ અમરતલાલ વાડીલાલ
૫૧ ઝવેરી લલુભાઇ રાયચંદ
૫૧ શા વીરચંદ ઝવેર
૩૧ શા નાનચંદ રાયચંદ
૩૦ શા ડહ્યાભાઇ તારાચંદ
૩૧ શેઠ ભોગીલાલ વીરચંદ
૨૫ શેઠ લાલભાઇ દલપતભાઇ

૨૫ શા મુળચંદ મનસુખભાઇ
૨૫ શા વજાભાઇ સેવકરામ
૨૫ સોદાગર હેમચંદ કપુરચંદ
૨૫ શા મગનલાલ સાંકળદાસ
૨૦ શા પોપટલાલ મનસુખરામ
૨૦ શા કસ્તુર ગીરધર
૨૦ શા ડાહ્યાભાઇ મૂળચંદ
૨૦ શેઠ કાલીદાસ ઉમાભાઇ
૨૦ શ્રી જ્ઞાનોદય સભા
૨૦ શા સારાભાઇ હરીલાલ
૨૦ શા છોટાલાલ મનસુખ
૧૬ શા ભાઇચંદ ઝવેરભાઇ
૧૫ શા ઘેलाભાઇ જેઠાભાઇ
૧૫ શા ઉમેદરામ વખતચંદ
૧૫ સોદાગર સકરચંદ હરિચંદ
૧૫ શા લખમીચંદ જેઠાભાઇ
૧૫ શા બાપાલાલ ખુબચંદ
૧૧ શા ભોડીદાસ હીરાચંદ
૪૨૦ પુસ્તક દશના ગ્રાહક નં ૪૨
૨૮૦ પુસ્તક પાંચના ગ્રાહક નં ૫૬
૩૦૧ શ્રી પાટણખાતે
૪૦૪ પરચુરણ

# વિજ્ઞાપના પત્ર.

સર્વે જૈનજ્ઞાનની વૃદ્ધિ ઇચ્છનારને વીનંતી કરવામાં આવે છે કે આ પુસ્તક મંડળીમાંથી અગર નીચેના ઠેકાણેથી મળશે જેમને ખરીદવા ની મરજી હોય તેમણે રોકડી કીંમતથી અગર વેલ્યુપેબલથી મંગાવી લેવું. નોટપેટ કાગળ લી ખામાં આવશે નહિ.

શા. ડાહ્યાભાઈ છગનલાલ.
ઠે. લુણશાવાડે મોટી પોળ.
મુ. અમદાવાદ.

તૈયાર થાય છે નામ નોંધાવો.

“ શ્રી રાત્રી ભોજન નિષેધક ”